# વિદ્યામંદિરની પ્રાર્થના

ॐ सहनाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ १

આપણા બન્નેનો તે સાથે વિકાસ કરો. આપણા બન્નેનું તે સાથે પાલન કરો. આપણે સાથે પુરુષાર્થ કરીએ. આપણું અધ્યયન તેજસ્વી થાઓ. આપણે એકબીજાનો દ્વેષ ન કરીએ. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

ॐ असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय । मृत्योर्माऽमृतं गमय ॥ २

( હે પ્રભો ! ) મને અસતમાંથી સતમાં લઈ જા; અંધકારમાંથી પ્રકાશમાં લઈ જા; મૃત્યુમાંથી અમૃતમાં લઈ જા.

योऽन्तः प्रविश्य मम वाचमिमां प्रसुप्ताम्
संजीवयत्यखिलशक्तिधरः स्वधाम्ना
अन्यांश्च हस्तचरणश्रवणत्वगादीन्
प्राणान्नमो भगवते पुरुषाय तुभ्यम् २

હે સર્વશક્તિમાન! તું મારા હૃદયમાં વાસ કરે છે. તારા તેજથી મારી સૂતેલી વાણીને જાગ્રત કરે છે; મારા હાથ પગ, કાન, ત્વચા વગેરે અન્ય પ્રાણોમાં પ્રાણ રેડે છે, એવા હે ભગવાન, તને મારા હજારો નમસ્કાર હજો.

## વ્યાયામ મંદિરની પ્રાર્થના

मनोजवं मारुत तुल्य वेगं
जितेन्द्रियम् बुद्धिमतांवरिष्ठम्
वातात्मजं वानरयूथमुख्यम्
श्रीरामदूतं शरणं प्रपद्ये

મનના જેવી ગતિવાળા, પવન જેવા વેગવાળા જીતેન્દ્રિય, બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ પવનસુત, વાનરસેનાના સેનાપતિ, શ્રીરામદૂત (હનુમાન)ને શરણે જાઉં છું.

# સવારની પ્રાર્થના

मूकं करोति वाचालं पंगुं लङ्घयते गिरिम्
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् १

જેની કૃપા મૂગાને વાણી આપે છે; અને પાંગળાને પર્વત ઓળંગાવે છે તે પરમાનંદ માધવને હું વંદન કરૂં છું.

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरूर्देवो महेश्वरः
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः २

ગુરૂ એજ બ્રહ્મા છે, ગુરૂ એજ વિષ્ણુ છે, ગુરૂ એજ મહાદેવ છે; ગુરૂ સાક્ષાત પરબ્રહ્મ છે: તે શ્રી ગુરૂને હું નમસ્કાર કરૂં છું.

करचरणकृतं वाक्कायजं कर्मजं वा
श्रवणनयनजं वा मानसं वाऽपराधम्
विहितमविहितं वा सर्वमेतत् क्षमस्व
जय जय करुणाब्धे श्रीमहादेव शम्भो ३

હાથ વડે કે પગ વડે, વાણીથી કે શરીરથી, કાનથી કે આંખથી હું જે કંઇ અપ-રાધ કરૂં, તે કર્મથી ઉત્પન્ન થયેલા હોય કે

માત્ર માનસિક હોય, અમુક કર્યું તેથી હોય કે અમુક ન કર્યું તે કારણે હોય, હે દયાસાગર કલ્યાણકારી મહાદેવ, તે બધાની મને ક્ષમા કર. તારો જયજયકાર થાઓ.

न त्वहं कामये राज्यं न स्वर्गं नापुनर्भवम्
कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम् ४

હું નથી રાજ્યની ઇચ્છા કરતો, કે નથી સ્વર્ગની ઇચ્છા કરતો. અરે! મોક્ષનીયે મને ઇચ્છા નથી; દુઃખથી તવાયેલાં પ્રાણીમાત્રની પીડા દૂર થાય એટલું જ હું ઇચ્છું છું.

स्वस्ति प्रजाभ्य: परिपालयन्तां
न्याय्येन मार्गेण महीं महीशा:
गोब्राह्मणेभ्य: शुभस्तु नित्यम्
लोका: समस्ता: सुखिनो भवन्तु ५

પ્રજાનું કલ્યાણ થાઓ, રાજાઓ ન્યાયને રસ્તે પૃથ્વીનું પાલન કરો, હંમેશા ગાય ને બ્રાહ્મણનું ભલું થાઓ અને સમસ્ત લોકો સુખી થાઓ.

त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यम्
त्वमेकं जगत्पालकं स्वप्रकाशम्
त्वमेकं जगत्कर्तृपातृप्रहर्तृ
त्वमेकं परं निश्चलं निर्विकल्पम् ६

તુંજ એક શરણુ લેવા જેવો છે—આશ્રયનું સ્થાન છે. તુંજ એક ઇચ્છવા લાયક છે—વરવા લાયક છે. તુંજ એક જગતનો પાલનહાર છે અને પોતાનાજ પ્રકાશથી પ્રકાશમાન છે. તુંજ એક આ સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર, પાલન કરનાર અને સંહાર કરનાર છે, અને તુંજ એક નિશ્ચળ અને નિર્વિકલ્પ છે.

वयं त्वां स्मरामो वयं त्वां भजामो
वयं त्वां जगत्साक्षिरूपं नमामः
सदेकं निधानं निरालंबमीशम्
भवाम्भोधिपोतं शरण्यं व्रजामः ७

અમે તારૂં સ્મરણ કરીએ છીએ. અમે તને ભજીએ છીએ. જગતના સાક્ષીરૂપ તને અમે નમીએ છીએ, સત્સ્વરૂપ, એક માત્ર

નિધાન, અને કશાનો આધાર ન લેનાર એવા, આ ભવસાગરમાં વહાણરૂપ ઈશ્વરને અમે શરણુ જઈએ છીએ.

## સાયંકાળની પ્રાર્થના

यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै-
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः
ध्यानावस्थितद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः १

બ્રહ્મા, વરુણ, ઇંદ્ર, રુદ્ર અને પવનો દિવ્ય સ્તોત્રોથી જેમની સ્તુતિ કરે છે, સામવેદનું ગાન કરનારા મુનિઓ અંગો, પદ, ક્રમ અને ઉપનિષદ સાથે વેદોથી જે પરમાત્માની સ્તુતિ કરે છે, યોગીઓ સમાધિ ચઢાવીને પરમાત્મામાં રહેલા મન વડે જેમનાં દર્શન કરે છે, અને દેવતાઓ તથા દૈત્યો જેમના મહિમાના પારને પામતા નથી, તે પરમાત્માને હું નમસ્કાર કરું છું.

विष्णुर्वा त्रिपुरान्तको भवतु वा ब्रह्मा सुरेन्द्रोऽथवा
भानुर्वा शशलक्षणोऽथ भगवान् बुद्धोऽथ सिद्धोऽथवा
रागद्वेषविषार्तिमोहरहितः सत्वानुकंपोद्यतो
यः सर्वैः सह संस्कृतो गुणगणैस्तस्मै नमः सर्वदा २

ભલે એ વિષ્ણુ હોય કે મહાદેવ હોય, બ્રહ્મા હોય કે ઇન્દ્ર હોય, અથવા સૂર્ય કે ચંદ્ર હોય, કે ભગવાન બુદ્ધ કે મહાવીર હોય,-જે કોઇ રાગ અને દ્વેષરૂપી ઝેરની પીડાથી આવતી મૂર્છાથી રહિત હોય, જીવમાત્ર પર અનુકંપાથી ભરેલો હોય. સર્વ ગુણગણોથી સંસ્કાર પામેલો હોય તેને નિરંતર નમસ્કાર છે.

असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी
लिखति यदि गृहीत्वा शारदा सर्व कालं
तदपि तव गुणानामीश पारं न याति ३

મહાસાગરરૂપી ખડિયામાં નિલગિરિ પર્વતના જેટલું કાજળ હોય, શ્રેષ્ઠ દૈવી કલ્પવૃક્ષની શાખાની કલમ બનાવી હોય અને તે કલમ

ગ્રહણુ કરીને પૃથ્વીરૂપી કાગળ પર સાક્ષાત્ સરસ્વતી દેવી સર્વકાળ લખ્યા કરે તોપણુ હે નાથ! તારા ગુણોનો પાર આવે તેમ નથી.

यं शैवास्समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिनो
बौद्धा बुद्ध इति प्रमाणपटव: कर्त्तेति नैयायिका:
अर्हन्नित्यथ जैनशासनरता: कर्मेति मीमांसका:
सोऽयं नो विदधातु वांछितफलं त्रैलोक्यनाथो हरि: ४

જેને શિવના ઉપાસકો 'શિવ,' વેદાન્તીઓ 'બ્રહ્મ', બૌદ્ધો 'બુદ્ધ,' પ્રમાણુકુશળ નૈયાયિકો 'કર્ત્તા', જૈન ધર્મવાળાઓ 'અર્હન્' અને મીમાંસકો 'કર્મ' એવા નામથી ઉપાસે છે, તે ત્રણુ લોકોનો નાથ શ્રીહરિ અમને વાંછિત ફળ આપો.

सर्वेऽत्र सुखिन: सन्तु सर्वे सन्तु निरामया:
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दु:खमाप्नुयात् ५

આ જગતમાં સઘળાં સુખી થાઓ, સઘળાં નિર્વિકાર થાઓ, સઘળાં કલ્યાણુને મેળવો અને કોઇપણુ દુ:ખી ન રહો.

૧

## નરસિંહ મહેતો-

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ
જૂજવે રૂપે અનંત ભાસે,
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું
શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે.-૧
પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા
વૃક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે,
વિવિધ રચના કરી અનેક રસ લાવીને
શિવ થકી જીવ થયો એજ આશે.-૨
વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ સાખ દે
કનક કુણ્ડલ વિષે ભેદ ન્હોયે,
ઘાટ ઘડ્યા પછી નામરુપ જુજવાં
અંતે તો હેમનું હેમ હોયે.-૩
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું
જોઉં પટંતરો એજ પાસે,
ભણે નરસૈંયો એ મન તણી શોધના
પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે.-૪

મીરાંબાઈ-

૨

નહિ રે વિસારૂં હરિ, અંતરમાંથી નહિ રે૦ ધ્રુ૦
જલ જમુનાનાં પાણી રે જાતાં
શિર પર મટકી ધરી-૧
આવતાં ને જાતાં મારગ વચ્ચે
અમૂલખ વસ્તુ જડી-૨
આવતાં ને જાતાં વૃન્દા રે વનમાં
ચરણ તમારે પડી-૩
પીળાં પીતામ્બર જરકશી જામા
કેસર આડ કરી-૪
મોર મુગટને કાને રે કુંડલ
મુખ પર મોરલી ધરી-૫
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ
વિઠ્ઠલ વરને વરી-૬

જરકશી: કસબી.

૧લી પ્રાર્થના:-+વાસે: વાસો કરે. લાવીને: મૂકીને.
પટતરો: રૂપાંતરો. પાસે: પ્રકારે. શોધના: શુદ્ધિ.

ભોળાનાથ–

### ૩

(મહિદીપ છંદની ચાલ)

દીનનો દયાળ છોડી કોને શરણુ જાઉં...ધ્રુવ.
માત તાત જાણી પ્રભુ, ચરણપ્રતિ ધાઉં;
પામીને પ્રસાદ પૂર્ણ કૃતિ કૃતાર્થ થાઉં–દીનનો.
નીતિ-ભકિતરૂપ પુણ્ય તીર્થમાં હું નાહું;
પરમ ઇષ્ટ[1] બ્રહ્મની હું સ્તુતિ ગુણ ગાઉં–દીનનો.
પ્રભુ કૃપાનિધાનની હું પૂર્ણ કૃપા ચાહું;
સંકટ સમય નાથ પલ્લવ[2] હું સાહું–દીનનો.
નમી નમી પરાત્પરા[3] હું તારે ચરણ આવું;
પ્રેમ પુણ્ય અંજલિ[4] પ્રભુપદે વધાવું–દીનનો.

### ૪

પ્રભાતીઉં

અખિલ બ્રહ્માંડના નાથને નિત્ય હું,
પ્રેમ–ભકિત થકી પાય લાગુ;
દુર્મતિ ટાળી સન્મતિ સદા આપશો,
એજ વરદાન ભગવાન માગું–૧

૧ ઇચ્છેલો. ૨ પાલવ ૩ પરમેશ્વર. ૪ ખોબો.

સત્ય સચ્ચિદ્ઘના[1] સાક્ષી સર્વોત્તમા,
સર્વદા ક્ષેમ કલ્યાણદાતા;
પરમ કરૂણા થકી, પ્રાણી માત્રો તણાં,
ચિત્તને દો, તમે શાન્તિ શાતા.–૨
અલ્પમતિ છું પ્રભુ સ્તવન તે શું કરૂં,
નમ્ર ભાવે તને નિત્ય વંદું;
નીતિ સન્માર્ગમાં બુદ્ધિ પ્રેરી સદા,
સદ્ગતિ આપશો ન્યાયસિંધુ–૩
દ્વાર તારે પ્રભુ આવી વિનતિ કરૂં,
નવ કદિ ચરણથી વિમુખ કરશો,
પતિતપાવન પ્રભુ પ્રાર્થનાઓ સુણી,
વરદ[2] શુભ હસ્ત મુજ શીર્ષ ધરશો–૪
નમી નમી નિત્ય પ્રભુ પ્રાર્થના હું કરૂં,
ચિત્તમાં પ્રેમ લાવી સ્વીકારો;
સિદ્ધિ આપો સદા શુદ્ધ ઉદ્યોગમાં,
વિઘ્ન આપત્તિ સર્વે નિવારો–૫

૧ ઈશ્વરનું નામ. ૨ વરદાન આપનાર

નિત્ય સાષ્ટાંગ નમી નાથ તમને કહું,
રાખી સંપૂર્ણ પ્રભુ પ્રેમભકિત;
ત્રિવિધ પુરૂષાર્થ સંપૂર્ણ હું ભોગવી,
પામું તારી પ્રભુ સમિપ મુકિત—૯

૫

તોટક

પરમેશ્વર પૂર્ણ કૃપાલ તમે,
નમીએ મળી ભક્ત સમસ્ત અમે;
વિનતિ વિભુ સર્વ ચિત્તે ધરશો,
પરિતાપ કૃપાથી બધા હરશો—૧

જગદીશ તમે જગધારક છો,
સહુ પ્રાણી તણા ભયહારક છો;
જનમંડળને સુખકારક છો,
પ્રભુ તારક તારક તારક છો.—૨

પ્રભુ હે! પ્રભુ હે! પ્રભુ હે! પ્રભુ હે!,
અપરાધ ક્ષમા કરશો પ્રભુ હે!;
પ્રણમી પ્રણમી તમને કહીએ—
પરમાર્થનું સાધન દ્યો અમને.—૩

પ્રભુ દોષ કદાપિ ન લક્ષ ધરો,
કરૂણામય દૃષ્ટિ કૃપાથી કરો;
નથી કોઇ, વિના પ્રભુ બેલી ખરો,
મનના સહુ મંગલ અર્થ પૂરો.—૪

સહુ કિલ્બિષ[1] ક્લેશ તમે હરશો,
પ્રભુભક્તિ સદા હૃદયે ભરશો;
તવ મંગલ હસ્ત શિરે ધરશો,
અભિષેક કૃપાજલથી કરશો.—૫

જય દેવ દયાનિધિ વિશ્વપતિ,
કરૂણા કરી દો અમને સુમતિ;
ઉપકાર અમે પ્રભુના સ્મરીએ,
જનમંગલ કાર્ય સદા કરીએ.—૬

પ્રભુ મંગલ મંગલ ભાવ ધરો,
ભય દુઃખ વિપત્તિ સમસ્ત હરો;
કરૂણામય દૃષ્ટિ કૃપાથી કરો,
મનના પ્રભુ સર્વ મનોર્થ પૂરો. ૭

૧ પાપ

કેશવલાલ–

૬

દીનાનાથ દયાળ નટવર હાથ મારો મૂકશો માં,
હાથ મારો મૂકશો માં, હાથ મારો મૂકશો માં–ધ્રુવ૦

આ મહા ભવસાગરે, ભગવાન હું ભૂલો પડયો છું,
ચૌદલોકનિવાસ ચપળાકાન્ત! આ તક ચૂકશો માં–૧

ઓથ ઈશ્વર આપની, સાધન વિષે સમજું નહિ હું,
પ્રણતપાલક! પોત જોખ, શંખ આખર ફૂંકશો માં–૨

માત તાત સગાં સહોદર, જે કહું તે આપ મારે,
હે કૃપામૃતના સરોવર! દાસ સારૂ સૂકશો માં–૩

શરણ કેશવલાલનું છે, ચરણ હે હરિરામ તારું
અખિલ નાયક!આસમય,એટે મશે પણ ખૂટશો માં-૪

પોત=જાત. મશે=બહાને. ખૂટશોમાં–દગો દેશો નહિ.

૭

મારી નાડ તમારે હાથ, હરિ સંભાળજો રે,
મુજને પોતાનો જાણીને, પ્રભુપદ પાળજોરે.-ધ્રુવ.

પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઉભરાતું,
મને હશે શું થાતું, નાથ નિહાળજોરે.-૧

અનાદિઆપવૈદ્યછોસાચા,કોઇઉપાયવિષેનહિકાચા,
દિવસ રહ્યા છે ટાંચા વેળા વાળજો રે.-૨

વિશ્વેશ્વર શું હજી વિસારો.બાજી હાથછતાંકાંહારો?
મહા મુંઝારો મારો, નટવર ટાળજોરે-૩

કેશવહરિ મારૂં શું થાશે ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે,
લાજ તમારી જાશે, ભૂધર ભ.ળજોરે.-૪

ટાંચા-ટુંકા.

કલાપી–

૮

ગઝલ.

જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહીંએ આંખથી યાદી ઝરે છે આપની !

જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર;
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની !

તારા ઉપર તારાતણાં ઝુમી રહ્યાં જે ઝુમખાં;
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની !

આ ખુનને ચરખે અને રાતે હમારી ગોદમાં,*
આ દમબદમ× બોલી રહી ઝીણી સિતારી આપની !

આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા;
યાદી બનીને ઢાલ ખેંચાઇ રહી છે આપની !

*દિવસની દોડમારીમાં અને રાત્રિની શાંતિમાં.
× શ્વાસોચ્છ્વાસે, ક્ષણ ક્ષણ.

દેખી બુરાઇ ના ડરૂં હું, શી ફિકર છે પાપની
ધોવા બુરાઇને બધે ગંગા વહે છે આપની!

જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને
અહેશાનમાં દિલ ઝુકતું, રહેમત ખડી ત્યાં આપની!

પ્યારૂં તજીને પ્યાર કોઇ આદરે છેલ્લી સફર;
ધોવાઇ યાદી ત્યાં રડાવે છે જુદાઇ આપની!

જુનું નવું જાણું અને રોઉં હસું તો તે બધું;
જૂની નવી ના કાંઇ તાજી એક યાદી આપની!

ભુલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી;
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની!

કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધી!
છે આખરે તો એકલી ને એક યાદી આપની!

અહેશાનમાં=ઉપકારમાં. રહેમત=મહેર.
કિતાબો=ચોપડીઓ. કિસ્મત= નશીબ.

કાન્ત–

૯

આપજ આવા તો જોયા, પિતા પ્રભુ!
આપજ આવા તો જોયા!
મેં તો માનેલું કે ખોયા, પિતા પ્રભુ! આપજ૦

દુર્બલ, દીન, નિરાશ, વળેલો,
દૂરથી દેખી શું રોયા? પિતા પ્રભુ! આપજ૦

પંક નિમગ્ન હતા ચરણો તે:
પોતે દયાથી શું ધોયા? પિતા પ્રભુ! આપજ૦

સ્વચ્છ કરી જખમો સહુ જૂના!
લેપ લગાડીને લોહ્યા! પિતા પ્રભુ! આપજ૦

મેં તો માનેલું, કે ખોયા, પિતા પ્રભુ!
આપજ આવા તો જોયા, પિતા પ્રભુ!
આપજ આવા તો જોયા!

છોટાલાલ-

## ૧૦

### રાગ પ્રભાત

હે પ્રભુ નામ તારૂં જપું પ્રીતથી,
રીત રૂડી સદા એ રખાવા;
ધર્મને ધારી રહું કરણી[1] ઉત્તમ લહું,
આપ આપો મને એજ લ્હાવા.—હે૦
ટાળવા પર પીડા દીન સંભાળવા,
ભાળવા ગ્રન્થ જ્ઞાને ભરેલા;
સ્હાય થઇ શ્રીહરિ સાધનો આપજો,
ઇચ્છું અભિલાષ એવા સરેલા.—હે૦
મન અને વાણીથી કર્મથી પણ વળી,
પ્રાણીનું હિત કરવા જ પ્રેરો;

૧ કામ.

નાથ કરશો તમે લવ[1] કૃપા નેહથી,
રહેલથી સુધરે જન્મ ફેરો.—હે૦
નિંદ્ય વિચાર ને નિંદ્ય આચારનો
અંતરે ભાવ સ્વપ્ને ન આવો,
પુનિત[2] એવી મતિ, પુનિત નીતિ વળી;
પ્રભુ સદા મુજ હૃદયે રખાવો.—હે૦

રૂપજી ઉરમિ[3] જેવી મુજ અંતરે,
વર્ણવી તેવી વિભુ તુજ આગે;
ઉચિત ધારો પ્રભુ ! તેટલું આપજો,
ભકત તો ભાવતું સર્વ માગે.—હે૦

આપ કરુણાતણાં કિરણ લવ પામતાં,
દીનતા દાસની રહેજ જશે;
લીન થઈ ભકિતમાં ભાવ ધરી ભાવથી,
બાલ તારાં સહુ ગુણ ગાશે—હે૦

૧ થોડી. ૨ પવિત્ર. ૩ મનના તરંગ.

## જીવાભાઇ પટેલ-

### ૧૧ ઝુલણા

પ્રેમનિધિ[1] નાથ! તુજ દ્વાર આવી ઉભો,
દીન ભિક્ષાન્ન કાજે પુકારે;
નિધિ ભર્યો જોઇ આશાભર્યો આવિયો,
પાત્ર ખાલી પિતા હાથ મ્હારે.
અખૂટ ભંડાર છે ભવનિધિ તાહરા,
બિંદુ શું આપતાં શું જણાશે!
હાથ ઓડ્યો મને નિર્મુખે વાળતાં,
કૃપણતા તાત! તારી જણાશે!
સૃષ્ટિનાં પ્રતિ અણુ નાથ! સંભૃત[2] કર્યાં,
શક્તિ વેરી તમે હાથ છુટે
રંક આ બાળને પ્રેમકણ સિંચનાં,
તો પછી તાત! સંકોચ શું છે!
રિદ્ધિ કે સિદ્ધિ સમૃદ્ધિની વૃત્તિ કેં,
છે નહિ ક્ષણિક એ સૌ વિકારી;
માચના એ પિતા ચરણ તુજમાં રમું,
રસિક તમ પ્રેમ લહરી વિહારી.

૧ પ્રેમના સાગર. ૨ ભરપૂર.

નરસિંહરાવ-

## ૧૨

### ભૈરવી-રાગિણી.

મંગલ મન્દિર ખોલો,
દયામય! મંગલ મંદિર ખોલો!
જીવનવન અતિ વેગે વટાવ્યું,
દ્વાર ઉભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો, લ્યો,
દયામય! મંગલ મન્દિર ખોલો!

નામ મધુર તમ રટ્યો નિરંતર
શિશુ સહ પ્રેમે બોલો;
દિવ્ય તૃષાતુર આવ્યો બાલક,
પ્રેમ અમીરસ ઢોળો,
દયામય! મંગલ મન્દિર ખોલો!

૧૩

સુંદર શિવ મંગલ ગુણ ગાઉં ઇશ્વરા,
વિભુવર ભવભયહારક, નમું મહેશ્વરા–સુંદર૦ ધ્રુવ.

મધુર કુસુમ વિષે રમે ગંધ સુંદરા,
કૌમુદિ મુદપ્રદા ઉષા મનોહરા;
મૃદુલ કંઠ કોકિલરવ શ્રવણસુખકરાઃ–
સહુમાં વસતી હસતી
પ્રતિફલિતા[1] –શી લલિતા–સુંદરતા
તુજ જગહરા—સુંદર૦

વિપ્રલંભી[2] વિષયમોહની[3] મધુસ્વરા,
દિવ્યધામપંથ જતાં આવી વિષધરા,
વિપથ દોરવા મથે અહો દયાકરા !
ક્ષણ તે, હદયે, બળ દે,
કર ધરી આ–પરિહરવા–મધુરરવા–
મોહનીસુરા—સુંદર૦

૧ પ્રતિબિંબ ઉત્પન્ન કરે એવી. ૨ ઠગનારી
૩ મૂઢ બનાવનારી માયા.

વિમલ સાધુહૃદય વિષે વિપદજલધરા[1],
વ્યાપી દમે સત્ય દૃષ્ટિ ઘનતિમિરકરા[2],
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાનરવિકરા[3],
કરૂણા ધરીને, ફરીને,
હરી તમને સહૃય મને, મનગગને,
શાંતિ દે સ્થિરા—સુંદર૦

## ૧૪

"દયાસિંધુ તારે બારણે પુકારૂં દીનબાલ—એ ચાલ"

રામ મ્હાડ !

પ્રેમલ જ્યોતિ તારો દાખવી,
મુજ જીવનપંથ ઉજાળ. પ્રેમલ૦
દૂર પડ્યો નિજ ધામથી હું,
ને ઘેરે ઘન અંધાર,

૧ વિપત્તિરૂપી વાદળો. ૨ ગાઢ અંધકાર ફેલાવનાર ૩ જ્ઞાનરૂપી રવિનાં કિરણ.

માર્ગ સૂઝે નવ ઘોર રજનિમાં,
નિજ શિશુને સંભાળ,
મારો જીવનપંથ ઉજાળ. પ્રેમળ૦

ડગમગતો પગ રાખ સ્થિર મુજ,
દૂર નજર છો ન જાય;
દૂર માર્ગ જોવા લોભ લગીર ન,
એક ડગલું બસ થાય,
મારે એક ડગલું બસ થાય–પ્રેમલ૦

આજ લગી રહ્યો ગર્વમાં હું,
ને માગી મદદ ન લગાર;
આપબળે માર્ગ જોઇને ચાલવા,
હામ ધરી મૂઢ બાળ;
હવે માગું તુજ આધાર–પ્રેમલ૦

ભભકભર્યા તેજથી હું લોભાયો,
ને ભય છતાં ધર્યો ગર્વ;
વીત્યાં વર્ષોને લોપ સ્મરણથી,
સ્ખલન થયાં જે સર્વ–

મારે આજ થકી નવું પર્વ—પ્રેમલ૦

તારા પ્રભાવ નિભાવ્યો મને પ્રભુ!
આજ લગી પ્રેમ ભેર,
નિશ્ચે મને તે સ્થિર પગલેથી
ચલવી પહોંચાડશે ઘેર
દાખવી પ્રેમલ જ્યોતની સેર—પ્રેમલ૦

કર્દમ[1] ભૂમિ કળણ[2] ભરેલી,
ને ગિરિવર કેરી કરાડ,
ધસમસતા જળ કેરા પ્રવાહો,
સર્વ વટાવી કૃપાળ
મુને પહોંચાડજે નિજ દ્વાર—પ્રેમલ૦

રજનિ જશે, ને પ્રભાત ઉજળાશે,
ને સ્મિત કરશે પ્રેમાળ,
દિવ્ય ગણોનાં વદન મનોહર
મારે હૃદય વસ્યાં ચિરકાળ,
જે મેં ખોયાં હતાં ક્ષણવાર—પ્રેમલ૦

૧ કાદવ. ૨ ખુંચી જવાય એવી જમીન

## ૧૫

ભર્યો દુઃખાવર્તે[1] વિકટપથ ક્ષારાબ્ધિ[2] ભવનો;
જયહાં જોરે ગાજે ષડરિપુના[3] ચંડ પવનો;
રહ્યા જ્યાં છૂપેલા વિષમ ખડકો દુર્વિષયના,
પ્રભો ! નૌકા મારી સરલ ચલવો રાખી કરુણા. ૧
ધરી જ્ઞાન જ્યોતિ ખડક ખડકે અંબુ ભ્રમણે,
દઇ ધર્માસ્થાના દૃઢ બળતણો નાવિક મને;
ભરીને ભંડારો મધુર તુજ પ્રેમામૃત તણા,
પ્રભો ! નૌકા મારી સરલ ચલવો રાખી કરુણા. ૨
ન જાણું અજ્ઞાની અતિ વિકટ નૌચાલનવિધિ[4],
રહ્યો આશી તારી અખુટ કરુણાનો તુજ નિધિ,
સુખ દીપો માર્ગે સ્મિતમય રહ્યા જે અણગણ્યા,
ત્યહાં નૌકા મારી સરલ ચલવો રાખી કરુણા. ૩
કદી ઘેરે ઘેરી હૃદય વિપદોની ઘનઘટા,
મચાવી અંધારૂં નયન થકી લોપે પથ તદા;
કૃપારશ્મિ પ્રેરો, ઘનદળ વિખેરી દઇ ઘણા;
પ્રભો નૌકા પ્રેરો સુસરલ પથે રાખી કરુણા. ૪

૧ દુખનાં વમળો. ૨ ખારો સમુદ્ર. ૩ કામક્રોધ ઇ. છ શત્રુ. ૪ વહાણ હંકારવાની કળા

જવાનું અંતે જે સુખમય કિનારે શ્રમ કરી,
જ્યહાં પ્હોંચી પાછા વળવું નહિં કોને કદિ ફરી;
ધરી લક્ષે તેને ચલવું મુજ નૌકા સુતરણા,
ન જાવા ઘો આડી અવળી કરીને નાથ કરુણા. ૫

નહિ ધ્વાન્તો[૧] રોકે, નહિ વિપથ ઝંઝાનિલ વહે,
ગ્રસે ના આવર્તો[૨], ખડક અથડાઇ નવ રહે;
તરે એ તો ક્ષેમે સબલ ધરીને વેગ દ્વિગુણા,
જયહાં પ્રેરે નૌકા પ્રભુ નિજ કરે રાખી કરુણા. ૬

તરીને એ ક્ષેમે સ્મિતમય ભુરા વ્યોમની તળે,
વહી ચાલે પ્રેરી સુચરિત લણ્યા મન્દ અનિલે;
જતી નાચંતી એ મૃદુ લહરીમાં ક્ષોભજ વિના
પ્રભો પ્રેરી નૌકા અનુભવતી એ દિવ્ય કરુણા. ૭

અને અંતે પેલા સ્મિતમય કિનારા જહિં પડયા,
ભર્યા આનંદોએ અનુપમ સુખોરે જહિં જડયાં;
તહીં દે ઉતારી સરલ ગતિથી એ સુસરણા[૩],
પ્રભો નૌકા મારી ચલવી અતુલા ધારી કરુણા. ૮

૧ અંધકાર. ૨ વમળો. ૩ સારી સરનારી

ન્હાનાલાલ-

૧૬

શિખરિણી.

પ્રભો[૧] અંતર્યામિ, જીવન જીવના દીનશરણા[૨],
પિતા માતા બંધુ, અનુપમ સખા[૩] હિતકરણા;
પ્રભા[૪] કીર્તિ કાંતિ, ધન વિભવ[૫] સર્વસ્વ જનના,
નમું છું વંદું છું, વિમલમુખ સ્વામી જગતના.

સહુ અદ્‌ભુતોમાં, તુજ સ્વરૂપ અદ્‌ભુત નીરખું,
મહાજ્યોતિ જેવું નયન શશી ને સૂર્ય સરખું;
દિશાની ગુફાઓ પૃથિવી ઉંડું આકાશ ભરતો,
પ્રભો તે સૌથી યે પર[૬] પરમ[૭] તું દૂર ઉડતો.

૧ અંતરમાં રહેનાર—મનની વાત જાણનાર. ૨ ગરીબને આશ્રય આપનાર. ૩ મિત્ર. ૪ તેજ. ૫ ઐશ્વર્ય—મોટાઇ. ૬ ભિન્ન—જુદો. ૭ શ્રેષ્ઠ.

પ્રભો તું આદિ છે, શુચિ[1] પુરુષ પુરાણ[2] તુંજ છે,
તું સૃષ્ટિ ધારે છે, સૃજનપ્રલયે[3] નાથ તુંજ છે;
અમારાં ધર્મોનો, અહર્નિશ[4] ગોપાલ તુંજ છે,
અપાપી પાપીનું, શિવસદન[5] કલ્યાણ તુંજ છે.

પિતા છે એકાકી,[6] જડ સકળ ને ચેતન તણો,
ગુરુ છે મોટો છે, જનકુલતણો પૂજ્ય તું ઘણો;
ત્રણે લોકે દેવા, નથી તુજ સમો અન્ય ન થશે,
વિભુરાયા[7] તુંથી, અધિક પછી તો કોણજ હશે?

વસે બ્રહ્માંડોમાં, અમ ઉર વિષે વાસ વસતો,
તું આઘેમાં આઘે, પણ સમીપમાં નિત્ય હસતો.
નમું આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો,
નમું કોટી વારે, વળી પ્રભુ નમસ્કારજ હજો.

અસત્યો માંહીથી, પ્રભુ પરમ સત્યે તું લઈ જા,
ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા;

૧ પવિત્ર ૨ જુનો ૩ રાતદિવસ. ૪ કલ્યાણનું.
૫ ઠેકાણું. ૬ એકલો. ૭ સર્વવ્યાપી રાજા.

મહા મૃત્યુમાંથી, અમૃત સમીપે નાથ લઇ જા,
તું હીણો× હું છું તો તુજ દર્શનાં= દાન દઇ જા
પિતા પેલો આઘે, જગત વીંટતો સાગર રહે,
અને વેગે પાણી, સકળ નદનાં તે ગમ વહે;
વહો એવી નિત્યે, મુજ જીવનની સર્વ ઝરણી*
દયાના પુણ્યોના, તુજ પ્રભુ મહાસાગર ભણી.
થતું જે કાયાથી, ઘડીક ઘડી વાણીથી ઉચરૂ,
કૃતિ ઇંદ્રિયોની, મુજ મન વિષે ભાવજ સ્મરૂં;
સ્વભાવે બુદ્ધિથી શુભઅશુભ જે કાંઇક કરૂં,
ક્ષમા દ્દષ્ટે જો જો તુજ ચરણમાં નાથજી ધરૂં.

૧૭

મારાં નયણાંની આળસરે, ન નિરખ્યા હરિને જરી,
એક મટકું ન માંડયું રે ન ઠરિયાં ઝાંખી કરી.
શોક મોહના અગ્નિરે તપે, તેમાં તમ થયાં;
નથી દેવનાં દર્શનરે કીધાં તેમાં રકત× રયાં.

× વિનાનો. =દર્શનનાં. * ઝાખ. × રાચી રયાં

પ્રભુ સઘળે વિરાજેરે સૃજનમાં સભર[1] ભર્યો;
નથી અણુ પણ ખાલીરે, ચરાચરમાં[2] ઉભર્યો.
નાથ ગગનના જેવા રે, સદા મને છાઈ રહે;
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે.

જરા ઉઘડે આંખલડી રે, તો સંમુખ તેહ તદા;
બ્રહ્મ બ્રહ્માંડ અળગાંરે, ઘડીયે ન થાય કદા;
પણ પૃથ્વીનાં પડળો રે, શી ગમ તેને ચેતનની?
જીવે સો વર્ષ ઘુવડ રે, ન ગમ તોયે કંઇ દિનની.

સ્વામી સાગર સરિખા રે નજરમાં ન માય કદી;
જીમ થાકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી.
પેલાં દિવ્ય લોચનિયાં રે પ્રભુ! કયારે ઉઘડશે?
આવાં ઘોર અંધારાં રે! પ્રભુ કયારે ઉતરશે!

નાથ! એટલી અરજી રે, ઉપાડો જડ પડદા;
નેનાં! નિરખો ઊંડેરું રે, હરિવર દરસે સદા.
આંખ! આળસ છાડો રે કરો એક ઝાંખી કરી,
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નિરખો હરિ.

૧ સંપૂર્ણ. ૨ સર્વત્ર.

૧૮

તુજ શરણું એ અમ પરમ જોમ,
હરિ ૐ હરિ ૐ હરિ ૐ. ધ્રુવ.
કંઈ વિવિધ શાસ્ત્ર અજવાળાં,
સાધુસંતની ઉરજ્વાળા,
નભમંડળની દીપમાળા,
ફરે પ્રદક્ષિણા તુજ સૂર્ય સોમ.
હરિ ૐ હરિ ૐ હરિ ૐ.
વન વનની વિપુલ સમૃદ્ધિ,
મહાજનની અઢળક બુદ્ધિ;
બ્રહ્માંડ ગાજતું નિરવધિ;
તુજ ચરણ ઢળે નમી સકળ ભોમ.
હરિ ૐ હરિ ૐ હરિ ૐ.
પંચેન્દ્રિય પંચશિખાએ,
મન વાણી કર્મ જીવ કાયે;
અમ જીવનની કલા કલાએ,
તુજ કરે આરતી રોમ રોમ.
હરિ ૐ હરિ ૐ હરિ ૐ.

## ૧૯

### તોટક

મુજ જીવન આ પ્રભુ! તું થી ભરું,
બલ દે, અભિલાષ હું એહ પુરું;
મુજ દેહ વિષે, મુજ આત્મ વિષે,
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે.

મુજ રક્ત વિષે મુજ નાડી વિષે,
મુજ દૃષ્ટિ વિષે, મુજ વાણી વિષે;
મુજ તર્ક વિષે, મુજ કર્મ વિષે,
પ્રભુ વાસ વસો મુજ મર્મ વિષે.

શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ! વ્યાપી રહો મુજ અંતરમાં.
મુજ જીવન કેરું રહસ્ય ઉંડું,
બન પ્રેરક[1] ચાલક શાસક[2] તું.

ધરીને ઉરમાં રસની પ્રતિમા—
જહીં ઉન્નતિનો સ્થિર છે મહિમા-

૧. પ્રેરણા કરનાર, ૨ નિયમમાં રાખનાર.

સ્મરી આકૃતિ એ નિજ પિંછી ધરે,
અનુસારજ ચિત્ર પછી ચિતરે.
જ્યમ ચિત્રક એ મન-મૂર્તિ વડે,
બહુ સુન્દર ઉત્તમ સૃષ્ટિ રચે;
ત્યમ જીવનના પટની ઉપરે,
મુજ લેખન તે તુજ સાક્ષી પુરે.
પ્રભુ! મુદ્રિત અંકિત તું હૃદમાં,
કૃતિઓ બધી ત્વન્મય[1] હો જગમાં;
મુજ વર્તનથી છબી જે બની રહે,
તુજ ઉર્જસ્વલ રૂપની ઝાંખી દીએ.

૨૦

હું બાણ તારૂં, પ્રભુ! તું ધનુર્ધર;
હલેસું હું ને પ્રભુ! છે તું નાવિક.
હું પીંછી ને તું પ્રભુ! ચિત્રકાર છે;
હું સૂત્ર ને તું પ્રભુ! સૂત્રધાર છે.

૧. તુજમય.

હું વેણું છું ને પ્રભુ! છે તું વાદક;
હું લેખની ને પ્રભુ! છે તું લેખક.
હું ટંક તારો, પ્રભુ! શિલ્પકાર તું;
હું છું સ્રુવા ને પ્રભુ! હોમનાર તું.

સમર્પી જે જે ગતિ તેં મને, પ્રભુ!
જે પ્રેરણા ધારણ તેં મને દીધું!
જે શાસ્ત્રનો તેં મુજમાં જગાવીયાં!
અમોઘ અભ્રંશ પળાય સર્વથા.

સામર્થ્ય મુને પ્રભુ એવું આપજે!
ને શસ્ત્ર સાચું મુજને બનાવજે!
આદેશ તારા લઇ જાતું સિદ્ધિએ!
સંકલ્પ તારા ગુંથું મારી બુદ્ધિએ!

વિધવિધ પ્રભુ! તારાં સાધનો વિશ્વકાર્યે;
પૃથક પૃથક રીતે યોજના તારી સાધે;
મનુજ પણ ધરે છે, કાર્ય સંદેશ તારો;
બળ સફળ થવાનું માત્ર તું આપનારો.

ખબરદાર-

૨૧

પાય પડું અમી આપોરે,
જગતનાથા પાય પડું અમી આપો.

તારક ચંદ્ર ઝગે આકાશે
કોટિ પ્રભાકર[1] જ્યોતિ પ્રકાશે,
વિશ્વે વિમળ પ્રભા વ્યાપો, વ્યાપો, વ્યાપોરે-જ૦

બાળક અન્ધ પડયાં અંધારે,
જ્યોતિ થકી જગ ફાંફાં મારે;
આંજો અમી, એ તમ કાપો, કાપો કાપોરે-જ૦

ઘન ઘુમ્મટના પડદા ઘેરા
ધોધ ફૂટે કયમ ચંદ્દની કેરા
હૃદયે હૃદયે રસ થાપો, થાપો, થાપોરે-જ૦

૧ સૂર્ય

શ્રીમદ્ ઉપેન્દ્ર—

૨૨

આપજો આપજો, સારૂં સઘળું મને
હે પ્રભુ, આજ આખા દિવસમાં;
બાલ ગણી વ્હાલ મારા ઉપર આણજો,
જેથી હું રહુ બધો દિવસ સુખમાં.
આપજો આપજો સદ્ગુણો આપજો,
આપજો વળી બહુ શુભ વિચારો;
આપજો આપજો આપની ભક્તિ ને,
આપજો વળી મને સંગ સારો.
આપજો આપજો મીઠી વાણી મને,
રાખજો મારૂં મન ખૂબ રાજી;
સૌનું હું કામ કરૂં એવું બળ આપજો,
સૌની સેવા કરૂં જેથી ઝાઝી.
સૌથી બહુ આપજો આપ પ્રભુની કૃપા,
જેથી મળશે મને જે હું માગું;
માગ્યું નથી સારૂં જે તેહ પણ આપજો,
એટલું બોલી હું પાય લાગું.

સ્નેહજ્યોતિ-

## ૨૩

### હોડી.

પ્રભુ! પરમ પ્રાણ! આપ છો અનન્ત,
આપ વાસ હૃદય હૃદય ને દિગન્ત.

દૃષ્ટિ અંતરે ઉતારૂં તેજ જોવા,
અંધકારની અનિષ્ટ છાપ ધોવા.

ભૂમિ વારિ તેજ ગગન વળી વાયુ.
જગત પંચભૂતથી બધું રચાયું.

દયા એજ આપની પ્રભુ! અમાપ,
પડે હૃદય હૃદય એ પ્રતાપી છાપ.

મળે પાપ પછી સમય ફળ સુખીનો,
ક્ષમા પ્રાર્થીને પુનિત એ થવાનો;
ક્ષમા આપની અગાધ સર્વ સ્થાને,
શુદ્ધ પાપ—તાપ—કર્મથી થવાને.

નયન આસપાસ સૃષ્ટિને વિલોકે,
કૃતિ અદ્‌ભુત અનેક જોઈ થાકે.
આપ ધ્યાનનું અસીમ સુખ સેવા,
પ્રભુ ! ધર્મ એ શીખી પ્રસાદ લેવા.

પ્રાણી માત્ર આપનુંજ એક રૂપ,
કેમ સેવું એ ન આપનું સ્વરૂપ ?
દયા દાન ક્ષમા ધર્મ પ્રાણુસેવા,
જીવન ‘વી હૃદય દૈવી અત્ર રહેવા.

પ્રભુ ! આપનાં અગાધ કલાશકિત,
પ્રેરતાં અનેક સદ્‌ગુણો સુવૃત્તિ.
ભજું જ્ઞાનતેજ જગતમાં સુહાતું,
રમું એ પવિત્ર તેજમાં સદા હું.

હરિહરભાઇ–

## ૨૪ ભૈરવી

એકજ દે ચિનગારી,
મહાનલ ! એક જ દે ચિનગારી.

ચકમક લોઢું ઘસતાં ઘસતાં;
ખરચી જીંદગી સારી
જામગરીમાં તણખો ન પડ્યો,
ન ફળી મહેનત મારી,
મહાનલ ! એક જ દે ચિનગારી.

ચાંદો સળગ્યો સૂરજ સળગ્યો,
સળગી આભ–અટારી.
ના સળગી એક સગડી મારી,
વાત વિપતની ભારી.
મહાનલ ! એક જ દે ચિનગારી.

ઠંડીમાં મુજ કાયા થથરે,
ખુટી ધીરજ મારી;
વિશ્વાનલ ! હું અધિક ન માગું–
માગું એક ચિનગારી.
મહાનલ ! એક જ દે ચિનગારી.

## મણિલાલ ભટ્ટ-

### ૨૫

#### ગઝલ

અમારા બાહુમાં બળ દે, અહોનિશ દેશહિત કરવા;
અમૂલું બુદ્ધિનું બળ દે, અનેરાં[1] દેશહિત કરવા.

અમોને ધૈર્ય ને શાંતિ, સદા દે દુઃખ સહવાને;
દયા દે ઊંડી હૃદયે તું દીનોનાં દુઃખ દહવાને

મુસલમાનો અને હિંદુ, બધામાં સંપ તું દેજે,
ઉંડો ઉત્સાહ ને આશા, વળી આસ્થા ભરી દેજે.

તજાવી દેહની પરવા, સદા દે દેશની પરવા,
ગરીબી યા અમીરીમાં સદા જનસેવ તું દેજે.

વળી વિચાર વાણી ને સદા દે ઐક્ય આચારે;
સદા દે ઇષ્ટની સિદ્ધિ, સદા ઉત્સાહ વિચારે.

દયાળુ ઇશને યાચું અમોને સદ્‌ગુણો દેજે;
સદા જનસેવ એ પ્યારૂં, અમારૂં સૂત્ર તું કરજે.

૧ ઓર.

અજ્ઞાત-

૨૬

મને કહોને પરમેશ્વર કેવા હશે?
ક્યાં રહેતા હશે? શું કરતા હશે?—મને કહોને.
ગગનની ઓઢણીમાં ચાંદા સૂરજને,
તારાને ગુંથનાર કેવા હશે? મને૦
આંબાની ઉંચી ડાળિયે ચડીને,
મોરોને મૂકનાર કેવા હશે? મને૦
મીઠા એ મોરોનો સ્વાદ ચખાડી,
કોયલ બોલાવનાર કેવા હશે? મને૦
ઉંડા એ સાગરનાં મોજાં ઉછાળી,
ઘૂ ઘૂ ગજાવનાર કેવા હશે? મને૦
મને યે મારી માડીને ખોળે,
હોંસે હુલાવનાર કેવા હશે? મને૦

૨૭

ગઝલ

મુંઝાઉં છું ખરે ભગવંત! કરૂં પૂજા કઇ રીતે?
હૃદયની ભક્તિથી સેવા કરૂં હું નાથ! કયી રીતે?

તમારા તેજથી ચમકે સુરજ ને ચંદ્ર ને તારા,
ભલા ભગવાન દીપક શું બતાવું આપને તે હું?

સ્વરૂપ છે શુદ્ધ ને અતિ દિવ્ય સ્નાનેથી સુધારૂં શું?
ન માયાથી વિલેપાયે, કરૂં અર્ચા વિલેપન શું?

સકળ પુષ્પો મહીં રાચે, દીસે સુવાસ ને રંગે,
પ્રભુને પુષ્પ તે શાં હું, ચઢાવું ભાવ ધારીને?

નહાના ને વળી મોટા જીવોને પોષનારાને
ધરૂં શું, અલ્પ નૈવેદ્ય અરે હું માનવી પામર?

નિરદ્વંદ્વ[1] નિરાકાર ત્રિગુણાતીત[2] હે નાથ!
બધે વ્યાપી રહ્યા છો ત્યાં કરૂં શું સ્થૂલ પુજા હું?

૧ સુખદુઃખ ઇ. રહિત. ૨ ત્રણે ગુણથી પર.

સકળ જગના જીવો જે જે બધા છે આપની મૂર્તિ,
દયા ને પ્રેમથી સેવા કરૂં, તે આપની ભકિત.
દુઃખી ને દીનની સેવા યથાશકિત બને મુજથી,
પ્રભુજી ચરણમાં ભાવે સમર્પું છું ખરા મનથી.
કરૂં અર્પણ બધું પ્રભુને ચહું ના લેશ ફળ મનથી,
કરૂં જો ભકિત એ રીતની ખરી છે તે પૂજા ઇશની.

૨૮

રમ્ય મૂર્તિ નાથની શી દૃષ્ટિએ તરી રહી,
દિવ્ય કાન્તિ કાન્ત કેરી હૃદયમાં રમા રહી—રમ્ય૦
જોતો વાયુમાં ઉડંતી, જોઉં વારિમાં તરંતી,
આસપાસ એ હસંતી, જયાં ત્યાં વિલસી રહી—રમ્ય૦
વૃક્ષમાંહી વૃક્ષ રૂપ, અનલમાં અનલ સ્વરૂપ,
તેજમાંહી તેજ રૂપ, સર્વમાં શમી રહી—રમ્ય૦
આ વિધિ સમીપ રહીને સલુ સુવંશ થઇને,
અંકમાં રમાડી મને, નિજસ્વરૂપ કરી રહી—રમ્ય૦

૨૯

ધનાશ્રી.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ
સૌનું કરો કલ્યાણ-ટેક૦
માણસ પશુ પંખીની સાથે,
જંતુ જીવ તમામ-દયાળુ પ્રભુ૦
જગના વાસીઓ સૌ સુખ ભોગવે,
આનંદ આઠે જામ-દયાળુ પ્રભુ૦
દુનિયામાં દર્દ દુકાળ પડે નહિ,
લડે નહિ કોઇ ગામ-દયાળુ પ્રભુ૦
સર્વ જગે સુખકારી વધે ને
વળી વધે ધન ધાન્ય-દયાળુ પ્રભુ૦
કોઇ કોઇનું બુરૂં ન ઇચ્છે,
સૌનું ઇચ્છે સૌ સમાન-દયાળુ પ્રભુ૦
પોત પોતાના ધર્મ પ્રમાણે,
સર્વ ભજે ભગવાન-દયાળુ પ્રભુ૦

રવીન્દ્રનાથ ટાગોર-

૩૦

અંતર મમ વિકસિત કરો અંતરતર હે !
નિર્મલ કરો ઉજ્જ્વલ કરો સુંદર કરો હે !
જાગ્રત કરો ઉદ્યત[૧] કરો, નિર્ભય કરો હે !
મંગલ કરો નિરલસ[૨] નિઃસંશય કરો હે ! અંતર.

યુક્ત કરો હે *સબાર સંગે,
મુક્ત કરો હે બન્ધ;
સંચાર કર સકલ કર્મે,
શાંત તોમાર[૩] છંદ[૪]

ચરણપદ્મે મમ ચિત્ત નિષ્પન્દિત[૫] કરો હે !
નંદિત[૬] કરો નંદિત કરો નંદિત કરો હે !
અંતર મમ વિકસિત કરો અંતરતર હે !

૧ તત્પર, તૈયાર. ૨ આળસ રહિત. સહુની*
૩ ત્હારો. ૪ આશા. ૫ સ્થિર. ૬ આનંદિત

## ૩૧

જાત વ્હોણાં કેરી જાત, રામ તૂહિ તૂહિ !
નાથ વ્હોણાં કેરો નાથ, રામ તૂહિ તૂહિ !
ગતિ વ્હોણાં કેરી ગતિ, રામ તૂહિ તૂહિ !
પતિત કેરો પાવન પતિ, રામ તૂહિ તૂહિ !
નેણાં કેરું નમણું નૂર, રામ તૂહિ તૂહિ !
રસના કેરું રસપૂર, રામ તૂહિ તૂહિ !
રતનો કેરો મોંઘો હાર, રામ તૂહિ તૂહિ !
જીવનો જુનો જોડીદાર, રામ તૂહિ તૂહિ !
રૂપ રૂપનો ભંડાર, રામ તૂહિ તૂહિ !
વાણી મીઠી મનોહાર, રામ તૂહિ તૂહિ !
સુખ સાચું ને વળી સ્થિર, રામ તૂહિ તૂહિ !
મરમો કેરી પ્યારી પીડ, રામ તૂહિ તૂહિ !
મારૂં ભિખારીનું ધન, રામ તૂહિ તૂહિ !
મારૂં મૂગાનું વચન, રામ તૂહિ તૂહિ !
જન્મ્યા કાળનો હિંદોળો, રામ તૂહિ તૂહિ !
મરવા કાળે શીતળ ખોળો, રામ તૂહિ તૂહિ !

જુગતરામ

## ૩૨

કરો રક્ષા વિપદ માંહીં, નથી એ પ્રાર્થના મારી;
વિપદથી ના ડરૂં કો દિ, પ્રભો ! એ પ્રાર્થના મારી.

મળે દુઃખ તાપથી શાંતિ, નથી એ પ્રાર્થના મારી;
સહુ દુઃખો શકું જીતી પ્રભો ! એ પ્રાર્થના મારી.

સહાયે કો ચઢો આવી, નથી એ પ્રાર્થના મારી;
તૂટો ના આત્મબળ દોરી, પ્રભો ! એ પ્રાર્થના મારી.

મને છળ હાનિથી રક્ષો, નથી એ પ્રાર્થના મારી;
ડગું ના આત્મશ્રદ્ધાથી, પ્રભો ! એ પ્રાર્થના મારી.

પ્રભો ! લે પાર ઉતારી, નથી એ પ્રાર્થના મારી;
તરી જાવા ચહું શક્તિ, પ્રભો ! એ પ્રાર્થના મારી.

હરિ ! બોજો હરી લે તું, નથી એ પ્રાર્થના મારી;
ઉઠાવી હું શકું સહજે, પ્રભો ! એ પ્રાર્થના મારી.

સુખી દિને સ્મરૂં ભાવે, દુઃખા અંધાર રાત્રિએ;
ન શંકા તું વિષે આવે, પ્રભો ! એ પ્રાર્થના મારી.

કલ્યાણજી

## ૩૩

### દીઠી

હૃદય કઠિન અને શુષ્ક બને જ્યારે,
કૃપાધાર સહિત હો પધારો ત્યારે.
લાગે જીવન રસહીન કટુ જ્યારે,
ગાનઝરણુ સહિત હો પધારો ત્યારે.
ગર્જી ગર્જીને પ્રવૃત્તિ ગુંગળાવે,
શાંતિનાથ! શાન્તિ સહ પધારો ત્યારે.
દીનહીન ઉર ખૂણે લપાય જ્યારે,
રાજવિધિસહ પધારો દ્વાર ત્યારે.

વાસના વિપૂલ મોહધૂળવડે જ્યારે,
કરી અંધ દીન હૃદયને ભુલાવે.
પ્રાર્થું હે પવિત્ર ! હે અનિદ્રનાથા× !
તેજ ગર્જનસહ હો પધારો ત્યારે.

૩૪

નિવેદન તમ પ્રતિ એ મારૂં
અંતર અંતરની નિર્બલતા છેદન કરજો,
હો નાથ ! નિવેદન તમ પ્રતિ એ મારૂં.
બલ અર્પો સુખ સ્હેજે સહવા,
બલ અર્પો દુઃખ સ્હેજે સહવા
સ્મિત વિકસિત વદને હું ઉપેક્ષું
પ્રબલ વગ સુખ દુઃખના:
દાતા ! એવું બલ યાચું,
નિવેદન તમ પ્રતિ એ મારૂં.

×સર્વદા જાગ્રત એવા પ્રભુ

સેવા પર ઉપકારો દ્વારા
 પ્રેમ સફલ મમ કરૂં હું પ્યારા !
ક્ષુદ્ર અબલ જનને ન ઉપેક્ષું
 સમદને શિર નહિ નામું;
દાતા ! એવું બલ યાચું,
 નિવેદન તમ પ્રતિ એ મારૂં.

તુચ્છ વાતથી પર કક્ષાએ,
 રાખું મમ મન દિને નિશાએ,
તમ ચરણે મમ શુભ ગુણ અર્પું
 અચલ પ્રેમ શ્રદ્ધાએ,
દાતા ! એવું બલ યાચું;
 નિવેદન તમ પ્રતિ એ મારૂં.

ગોવર્ધનભાઇ

૧ અવગણના કરૂં, ૨ મદવાળાને. ૩ ઉંચી.

દેશબંધુ દાસઃ—

૩૫

રાગ માઢ

મારા જ્ઞાન ગુમાનની ગાંસડી,
ઉતરાવો શિરેથી આજ.
મારાં પુસ્તક પોથાની પોટલી,
ઉતરાવો શિરેથી આજ.
બોજો ખેંચી ખેંચી માથું ફાટે મારૂં,
કાયામાં કળતર થાય;
હાંફી હાંફી મારૂં હૈયું થાક્યું છે ને,
આંખે અંધારાં ઘેરાય રે.
મોર મુગટ માથે હાથે બંસી ને,
રાધાનો આતમરામ
એવા રૂડા ગોપાળાને મળવા,
તલસે હવે મારા પ્રાણ.
વેદ ભુલું વેદાંત ભુલું ભલે,
દેખાય છે તારાં રાજ,
આવું છું ઓ વ્હાલા કુંજ દ્વારે તારે.
દીવો પેટાવાને કાજ રે૦

મેઘાણી.

## હિંદી

૩૬

રાગ કલ્યાણ–તીન તાલ

ચરન–કમલ બન્દૌં હરિરાઇ ।
જાકી કૃપા પંગુ ગિરિ લંઘૈ,
અંધેરે કો સબ કછુ દરસાઇ
બહિરો સુનૈ મૂક પુનિ બોલૈ,
રંક ચલૈ સિર છત્ર ધરાઇ
સૂરદાસ સ્વામી કરુનામય
બારબાર નમો તેહિ પાઈ ॥

૩૭

રઘુવર ! તુમકો મેરી લાજ ।
સદા સદા મૈં સરન તિહારી, તુમ બડે ગરીબનવાજ[1] ॥
પતિતઉધારન બિરુદ તિહરો સ્રવનન સુની અવાજ ॥
હૌં તો પતિત પુરાતન કહિયે, પાર ઉતારો જહાજ ॥
અઘ[2]-ખંડન, દુઃખ-ભંજન જન કે યહી તિહારો કાજ ॥
તુલસિદાસ પર કિરપા કરિયે ભકિત-દાન દેહુ આજ ॥

૧ દીનાનાથ. ૨ પાપ.

૩૮

તૂ દયાલુ, દીન હૌં[1], તૂ દાનિ, હૌં ભિખારી ।
હૌં પ્રસિદ્ધ પાતકી, તૂ પાપપુંજહારી[2] ॥ ૧ ॥
નાથ તૂ અનાથ કો, અનાથ કૌન મોસો ?
મો સમાન આરત[3] નહીં. આરતહર તોસો ॥૨॥
બ્રહ્મ તૂ, હૌં જીવ, તૂ ઠાકુર, હૌં ચેરો ।[4]
તાત,માત, ગુરુ,સખા, તૂ સબ વિધિ હિતૂ મેરો ॥૩॥
તોહિં મોહિં નાતે અનેક માનિયૈ જો ભાવૈ ।
જયોં ત્યોં[5] તુલસી કૃપાલુ ચરન–સરન પાવૈ ॥૪॥

૩૯

ઠાકુર તુમ શરણાઇ આયા ।
ઉતર ગયો મેરે મનકા સંશા
જબ તેરે દરશન પાયા ॥ ધ્રુવ૦ ॥
અનબોલત મેરી બરથા[6] જાની
અપના નામ જપાયા ।
દુખ નાઠે સુખ સહિજ સમાયે
અનંદ અનંદ ગુણ ગાયા ॥ ૧ ॥

૧ હું ૨ પાપસમૂહનો હરનાર. ૩ દુ:ખી. ૪ ચેલો શિષ્ય. ૫ કોઇપણ રીતે. ૬ વ્યથા.

બાંહ પકરિ કઢિ લીને અપુને
ગૃહ અંધ કૂપતે માયા ।
કહુ નાનક ગુરૂ બંધન કાટે
બિછુરત આનિ મિલાયા ॥ ૨ ।

૪૦

હે જગ–ત્રાતા, વિશ્વ–વિધાતા,
હે સુખ–શાન્તિ નિકેતન[૧] હે
પ્રેમ કે સિંધો, દીન કે બંધો,
દુ:ખ—દારિદ્ર–વિનાશન હે ! ધ્રુ૦
નિત્ય, અખંડ, અનંત, અનાદિ,
પૂરણ બ્રહ્મ, સનાતન હે !
જગ–આશ્રય, જગપતિ, જગવંદન,
અનુપમ, અલખ, નિરંજન હે !
પ્રાણ સખા, ત્રિભુવન પ્રતિપાલક,
જીવન કે અવલંબન હે ! ॥ ૧ ॥

૧ સ્થાન.

## ૪૧

રચા પ્રભુ તૂને યહ બ્રહ્માંડ સારા ।
  પ્રાણોંસે પ્યારા તૂહી સબસે ન્યારા ॥ ધ્રુ૦
તૂહિ ભાઇ બંધો તૂહિ જગતજનની ।
  સકલ જગત મેં એક તેરા પસારા ॥ ૧ ॥
ધર્મ દૂધ સે માતા તુમ હમકો પાલો ।
  દેવો ખોલ વિદ્યાકા અપને ભંડારા ॥ ૨ ॥
નમા કર સીસ પ્રભુ વિનતી હમારી ।
  દેઓ દાન ભક્તિ કા હોવે વિસ્તારા ॥ ૩ ॥

## ૪૨

પ્રભુજી ! તુમ ચંદન, હમ પાની ।
જાકી અંગ અંગ બાસ સમાની ॥
પ્રભુજી, તુમ ઘન બન હમ મોરા ।
જૈસે ચિતવત ચંદ ચકોરા ॥
પ્રભુજી, તુમ દીપક હમ બાતી ।
જાકી જોતિ બરૈ દિન રાતી ॥

પ્રભુજી, તુમ મોતી હમ ધાગા[1] ।
જૈસે સોનેહિં મિલત સુહાગા ॥

પ્રભુજી, તુમ સ્વામી હમ દાસા ।
જૈસી ભક્તિ કરૈ રૈદાસા ॥

૪૩

એ હરિ સુંદર એ હરિ સુંદર
તેરો ચરણુ પર શીશ નમે ॥

સેવક જનકે સેવ સેવ પર
પ્રેમી જનાંકે પ્રેમ પ્રેમ પર;

દુઃખી જનાંકે બેદન[2] બેદન
સુખી જનાંકે આનંદ આનંદ હે ॥એ.॥

બના બના[3] મેં સાંવલ[4] સાંવલ
ગિરી ગિરી મેં ઉન્નત ઉન્નત ॥એ.॥

સરિતા સરિતા ચંચલ ચંચલ
સાગર સાગર ગંભીર હે ॥એ.॥

૧ દોરો, ધાગો. ૨ વેદના. ૩ વનવનમાં. ૪ સ્યામલ

## ૪૪

રામ કહો રહમાન કહો કોઉ,
કાન કહો મહાદેવ રી
પારસનાથ કહો કોઉ બ્રહ્મા,
સકલ બ્રહ્મ સ્વયસેવ રી.
રામ૦ ॥ ૧ ॥

ભાજન[૧] ભેદ કહાવત નાના,
એક મૃતિકા રૂપ રી;
તૈસે ખંડ કલ્પનારોપિત,
આપ અંખડ સરૂપ રી.
॥ રામ૦ ॥ ૨ ॥

નિજપદ રમે રામ સો કહિયે,
રહિમ[૨] કરે રહિમાન રી,
કર્ષે કરમ કાન સો કહિયે,
મહાદેવ નિર્વાણુ રી.
॥ રામ૦ ॥ ૩ ॥

૧ પાત્ર, વાસણુ. ૨ રહેમ.

પરસે રૂપ પારસ સો કહિયે,
બ્રહ્મ ચિન્હે સો બ્રહ્મ રી.
ઇહ વિધિ સાધો આપ આનન્દ ધન,
ચેતનમય નિકર્મ રી.
॥ રામ૦ ॥ ૪ ॥

## ૪૫

અબકી ટેક હમારી। લાજ રાખો ગિરિધારી ॥ ધ્રુ. ॥
જૈસી લાજ રાખી અર્જુન કી ભારતયુદ્ધ મંઝારી[૧]
સારથિ હો કે રથ કો હાંકો ચક્રસુદર્શનધારી ॥
ભકતનકી ટેક ન ટારી ॥ ૧ ॥

જૈસી લાજ રાખી દ્રૌપદિ કી હોન ન દીનિ ઉધારી[૨]।
ખૈંચત ખૈંચત દો ભુજ થાકે દુઃશાસન પચહારી[૩]।
ચીર બઢાયો મુરારી ॥ ૨ ॥

સૂરદાસ કી લાજ રાખો, અબ કો હૈ રખવારી?
રાધે રાધે શ્રીવર પ્યારો શ્રીવૃષભાનદુલારી।
શરણ તક આયો તુમ્હારી ॥ ૩ ।

૧ મોઝાર. ૨ ઉઘાડી. ૩ થાકયો.

# અનુક્રમણિકા

હિંદી



---

## वंदेमातरम्

વન્દે માતરમ્

સુજલાં સુફલાં મલયજશીતલામ્

શસ્ય શ્યામલાં માતરમ્—વન્દે માતરમ્

શુભ્રજ્યોત્સ્ના પુલકિતયામિનીમ્

ફુલ્લકુસુમિત દ્રુમદલ શોભિનીમ્

સુહાસિનીમ્ સુમધુરભાષિણીમ્

સુખદાં વરદાં માતરમ્—વન્દે માતરમ્

ત્રિંશકોટિ કંઠ કલકલ નિનાદ કરાલે

દ્વિત્રિંશકોટિભુજૈર્ધૃત ખરકર વાલે ?

કે બોલે મા તુમિ અબલે ?

બહુ બલધારિણીમ્ નમામિ તારિણીમ્

રિપુદલ વારિણીમ્ માતરમ્—વન્દે માતરમ્

— બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય